૩૭૭૨

# મેહેર અને જશને મેહેરંગાન.

લખનાર

જીવનજી જમશેદજી મોદી. બી. એ.

મુંબઈ:

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ.

શને ૧૮૮૯.

# મેહેર અને જશને મેહેરંગાન.



લખનાર

જીવનજી જમશેદજી મોદી. બી. એ.



મુંબઇ:

ફોર્ટ પ્રીંટીંગ પ્રેસ.

શને ૧૮૮૯.

આ

# મેહેર અને જશને મેહેરંગાન

નામની ચોપડી

મારાં મરહુમ મેહેરબાન બેહેન

# મેહેરબાઇની

પ્રિય અને પવિત્ર યાદને

અર્પણ કરી છે.

જીવનજી જમશેદજી મોદી.

આએ વિષય ઉપર તા૦ ૩૦ મી માર્ચ ૧૮૮૯ને દીને, એટલે યજદેજરદી શને ૧૨૫૮ નાં જશને મેહેરંગાનનાં દીનની એક દીવસ આગમચ જરથોશતી છોકરીઓની નિશાળ મંડળીનાં બાઈ ભીખાઇજી શાપુરજી બંગાલીવાળી કોટની નિશાળનાં મકાંનમાં નામદાર સર જમશેદજી જીજીભાઇ બેરોનેટ સી. એસ. આઇના પ્રમુખપણાં હેઠળ એક જાહેર ભાષાણ આપ્યું હતું. એ છપાવી પ્રગટ કરવાને આસરો આપવા માટે સર જમશેદજી ત્રાન્સલેશન ફંડનો આભાર માનું છું.

કોલાબા તા૦ ૨૦ મી જુન ૧૮૮૯.

# સાંકળીઉ.







# મેહેર અને જશને મેહેરંગાન.

નેમો અહુરાઇ મઝ્દાઈ
નેમો અહુરાઇ મઝ્દાઈ
નેમો અહુરાઇ મઝ્દાઇ
નેમો અમેષએઇબ્યો સ્પેન્તએઇબ્યો
નેમો મિથ્રાઈ વોઊરૂ ગઓયઓઇતેએ.
અહુરમજદને નેમાજ હોજો.
અહુરમજદને નેમાજ હોજો.
અહુરમજદને નેમાજ હોજો.
અમેશાસ્પંદાને નેમાજ હોજો.
ઓહોળાં ખેતરવાળા મેહેર યજદને નેમાજ હોજો.

ઓ અહુરમજદ! રોશની, જે તારી પેહેલી પેદાયશ છે, ઓ અહુરમજદ! રોશની, જે તારી શ્રેષ્ટમાં શ્રેષ્ટ નેયામત છે, ઓ અહુરમજદ! રોશની, જે તારી મોટામાં મોટી બક્ષિસ છે, તેને નેમાજ હોજો. ઓ અહુરમજદ! રોશની, જે તારી કરામતોને દીપાવે છે, રોશની જે તારાં કામોને ઝળકાવે છે, રોશની જે તારી કુદરતને હસતી અને રમતી કરે છે, તેને અમો તારા જરથોશ્તી બંદાઓની નેમાજ હોજો. રોશની ઉપરનાં ઓ મવક્કલ મિથ્ર! અમારી-દુનિયાની હસ્તી અને આબાદી તારાથી છે, અમારી પૃ-થ્વીની ઘણીક વસ્તી અને ફળફળાદિ તારાથી છે. આ ખલકતની દીપક અને રોનક તારાથી છે, આ જમીનની ઝળક અને ચળક તારાથી છે; તારાથી આ દુનિયાની પેદાયશની શરૂઆત છે, તારાથી આ દુનિયાની આફ્રિનેશનો ઝળકાટ છે. અમારાં ખેતરો

લીલાં લેહેર અને હળમળતાં રહે છે તે તારા પ્રતાપ છે, અમારા બાગો ઉગતા અને ખીલતા રહે છે તે તારા પ્રતાપ છે. અમારાં તનમનને મળતી ઘણીક નેઆમત તારે આધારે છે, અમો પ્રાણી માત્રનાં સુખની ઘણીક સરજત તારે દ્વારે છે. અમારાં દિલોને તારાથી સુખ અને રાહત છે, અમારાં દુઃખોને તારાથી અંત અને માહત છે. ઘણીક જાનદાર પેદાયશ પોતાની હસ્તી માટે તને આભારી છે, ઘણીક પ્રાણદાર આફ્રિનેશ પોતાની વસ્તી માટે તને ઉપકારી છે. પ્રાણદાર આફ્રિનેશમાં શું માણુસ કે જાનવર તારા તરફ જુવે છે, જાનદાર પેદાયશમાં શું ઝાડપાન કે જીવજંત તારા તરફ નિહાળે છે. આ દુનિયાઇ પેદાયશની ઘણીક બનાવટમાં તારો છૂપો હાથ છે. આ સૃષ્ટિની સરજતની કરામતમાં તારો રૂડો સાથ છે. માટે નેમાજ, ઓ ઓહોળા ખેતરવાળા મેહેરયજદ! તને નેમાજ. નેમાજ તારા સેંકડો ફાયદાઓ માટે, નેમાજ તારી હજારો બક્ષિસો માટે, નેમાજ તારી લખો નેઆમતો માટે, નેમાજ તારા કરોડો આશિષો માટે, નેમાજ તારી અબજો સેવાઓ માટે, નેમાજ તારી અગણિત કૃપાઓ માટે.

**મેહેર શબ્દનું અસલ રૂપ**—મેહેર એ શબ્દ અસલ અવસ્તામાં ( [illegible] ) મિથ્ર, ખીલારોકી ભાષામાં મિથ્ર, પેહેલવીમાં [illegible] મિત્રો, અને પાજંદ અને ફારસીમાં મેહેર છે. એ સંસ્કૃત મિત્રને મળતો છે. એ શબ્દ સાથે બીજા શબ્દો જોડાઇ મિત્રોપનહાક [illegible] અને મિત્રોઆપાન [illegible] કરી શબ્દો ગોશ્ત ફ્રયાંન નામની કેતાબ (૬ ફ. ૨ ને. ૫)માં અસલી ઈરાનીઓનાં નામો તરીકે મળે છે. હાલમાં કેટલાક ઇરાનીઓનું મેહેરબાન નામ એ અસલી મીત્રોઆપાન ઉપરથી થયું છે જેનો અસલ અર્થ "મેહેરની સ્તુતિ કરનાર"[1] થાય છે. હાલમાં એ

---

(૧) 'આપાંન' એ ફારશી આબાનીદન જંદ [illegible] સંસ્કૃત વન Lat. Venerare અને Fr. Vénerér એટલે ચહાવું, સ્તુતિ કરવી, માન આપવું, એને મળતો છે.

મેહેરબાન નામ ફારસીમાં "મેહેર અથવા મેહેરબાની રાખનાર" એવે અર્થે વપરાય છે. આપણું ગુજરાતી નામ મેહેરવાન અથવા મેહેરવાનજી મિથ્રોઆપાન નામ ઉપરથી નીકળેલાં છે અને મેહેરજી અથવા મેહેરબાઈ મેહેર ઉપરથી નીકળેલાં છે.

**એ શબ્દનો ધાતુ**—એ શબ્દ ..... = સં. मिद् એટલે ચહાવું, મોહોબત રાખવી, સંબંધ રાખવો, એ ધાતુ ઉપરથી નીકળેલો છે. ત્યારે ધાતુ પ્રમાણે એનો અર્થ 'ચાહ અથવા સંબંધ રાખનાર' એમ થાય છે.

**અવસ્તામાં મિથ્ર શબ્દના અર્થો**—અવસ્તામાં મિથ્ર શબ્દ જૂદે જૂદે અર્થે વપરાય છે. પેહેલું તે રોશનીને અર્થે અને તેની ઉપરના મવક્કલ યજદ તરીકે વપરાયલો છે. બીજું તે જેમ શારીરિક રોશની ( physical light ) તેમ નીતિમાન રોશની ( moral light ) તરીકે અને તે ઉપરના મવક્કલ યજદ તરીકે વપરાયલો છે. નીતિમાન રોશનીના રૂપમાં તે સચ્ચાઈ, પ્રમાણીકપણું, કોલની ઉસ્તવારી, મિત્રાચારી વિગેરેના નીતિમાન સદ્‌ગુણો તરીકે અને તેઓની ઉપરના મવક્કલ યજદ તરીકે વપરાયલો છે. એ યજદ તરીકે તેનું કામ માણસોનાં કામોનો મરણબાદ ઇનસાફ કરવાનું છે.

## મિથ્ર શારીરિક રોશની તરીકે.

આપણે જાણીએ છીએ કે આપણા પુસ્તકોમાં ખોરશેદ અને મેહેરને હમેશાં સંબંધ છે. આપણાં ભણતરમાં ખોરશેદ અને મેહેરની સ્તુતિ કરનારી નિઆએશો સાથે ભણવામાં આવે છે. એઓમાં ખોરશેદ તે આપણો સૂર્ય અને તે ઉપરનો મવક્કલ યજદ છે, અને મેહેર તે સૂર્યની અને બીજી કુદરતી રોશની છે. હસ્તકૃત રોશની સાથ આદર યજદને સંબંધ છે પણ કુદરતી રોશની ઉપર મેહેર મવક્કલ છે. ખોરશેદ અથવા સૂર્ય આપણને ચોક્સ વખતે દખાય છે તે આગમચ મેહેર હાજર હોય છે.

અવસ્તામાં મેહેર ખાશ સૂર્યની રોશનીને અર્થે વપરાય છે, અને એ અર્થે એનું વર્ણન મેહેર યષ્ટનો અગતનો ભાગ રોકે છે, પણ તે ફકત તેજ રોશનીને માટે વપડાતો નથી કે જે રોશની સૂર્યનાં ઉગવા સાથ આપણને મળે છે. મેહેર એ સૂર્યની સામાન્ય રોશની છે કે જે આપણને સૂર્ય ઉગવા આગમચ પણ દેખાય છે અને સૂર્ય અસ્ત પામવા પછી પણ દેખાય છે

મેહેર યષ્ટમાં કહેછે (ફ. ૧૩) કે "યો પઓઇર્યો મઇન્યવો યઝતો તરો હરાંમ આસ્નઓઇતિ પઊર્વ નઓમાત અમેશહે હુ યત અઊર્વત અસ્પહે" એટલે કે "જે (મેહેર) મીનો યજદામાંનો પેહેલો અલબુર્ઝ પહાડ ઉપર અમર્ગ અને તેજ ઘોડાવાલા સૂર્યની આગમજ આવે છે." એજ પ્રમાણે વળી કહે છે કે "યો ઝેમ ફ-થાઓ અઇવીઆઇતી પસ્ચ હુક્રશમો દાઇતીમ" એટલે કે "જે (મેહેર) સૂર્ય અસ્ત પામવા પછી પૃથ્વીની સપાટી ઉપર ફરી વળે છે." એ ફકરાઓ ત્યારે ખાશ રીતે સૂર્યના ઉગવા અને આથમવા પછીનાં ઝળઝળાંને મેહેરની રોશની તરીકે ગણે છે. મેહેર તો સઘલી હફ્ત કેશવર જમીન ઉપર સામટી રીતે જુવે છે (ફ. ૧૫). એ પ્રમાણે ત્યારે અવસ્તામાં ખોરશેદ જ્યારે સૂર્ય અને સૂર્ય ઉપરનો મવક્કલ યજદ છે ત્યારે મેહેર એ સૂર્યની— ફકત તેની હાજરીમાં દુનિયાના કોઇ ચોકસ ભાગ ઉપર ન-જરે પડતીજ ફકત નહિં પણ—સઘળી સામટી રોશની છે અને તે રોશની ઉપર મવક્કલ યજદ છે. હવે રોશની એ ઘણીક આબાદી ભલાઇ અને નેઆમતોનું મૂળ છે, તેથી મેહેર અવસ્તા પ્રમાણે દુઃખ દરદ દર્ફે કરનાર, આબાદી પાંથરનાર ભલાઇને સહાય થનાર, ભૂંડાઇને દૂર કરનાર વાજબી રીતે ગણા-યો છે. એ પ્રમાણે આ દુનિયાની અંદર અહુરમજદની નેઆ-મતો પાંથરનાર અને ફેલાવનાર રોશનીના યજદ તરીકે મિથ્ર અ-સલી ઇરાનીઓથી ચઢતા દરજ્જાની સેતાયશ અને સ્તુતિ પામવા લાગ્યો. કરટીઅસ પ્રમાણે પાદશાહ દારાયસે આરાબેલાની લડાઇ

આગમજ ખોરશેદ મેહેર અને પવિત્ર આતશની સ્તુતિ કરી હતી, આપણા શબ્દોમાં કહીએ તો ખોરશેદ મેહેર અને આતશ નિઆએશ ભણ્યો હતો.

**મેહેરનો સાથી**—મિથ્ર જ્યારે રોશની ઉપર મવક્કલ છે ત્યારે તેના સાથી તરીકે "રામખાસ્ત્રર" ને શા કારણે જણાવ્યો છે તે સમજ પડે છે. રામ યજદ એ હવા ઉપર મવક્કલ છે. હવે કુદરતી વિદ્યા આપણને શિખવેછે કે સૂર્ય અને સેતારાઓ તરફથી આપણી પૃથ્વી ઉપર જે રોશની આવેછે તે રોશનીનો પ્રસાર હવા મારફતે થાય છે. આપણી હવા તો આપણી પૃથ્વીથી ફક્ત ૫૦ મૈલ સૂધી પંથરાયલી છે. પણ તેની ઉપર (Luminiferous ether) રોશનીજનક સૂક્ષ્મ વાયુ નામની ઘણી સૂક્ષ્મ, જોખી ન શકાય એવી પાતળી, બારીક હવા આખી સૃષ્ટિમાં ફેલાયલી છે. જેમ અવાજ ઉત્પન્ન કરવા માટે હવામાં ચઢઊતર મોજાઓ ઉત્પન્ન થાય છે તેમ રોશની પસાર થતી વખતે પણ થાય છે. એક ચીજ આપણને રોશની આપે છે તે તેની રજકણોની એક જાતની હીલચાલથી છે જે હીલચાલો પોતાની નજદીકની હવાને તે હીલચાલો આપે છે અને તે આપણી આંખના (retina) ચિત્ર-પડદા ઉપર અસર કરે છે. એ પ્રમાણે આપણો સૂર્ય અને સેતારાઓ આપણને જે રોશની આપે છે તે તેઓ અને આપણી વચ્ચે પેલી રોશનીજનક વાયુમાં હીલચાલ ઉત્પન્ન કરીને આપે છે. એક દોરીને બે છેડેથી મજબૂત બાંધીને એક નાકેથી તેને હલાવવાથી તે દોરીમાં જેવી રીતે હીલચાલ થાય છે તેવીજ રીતની હીલચાલ (transversal vibrations)થી રોશની પેલા રોશની-જનકવાયુ (અથવા રામખાસ્ત્ર)માંથી પસાર થાય છે.

**મેહેરનું મકાન**—એજ બાબતના સંબંધમાં મેહેર યશ્તમાં જે મેહેરના મકાનનું વર્ણન આવે છે તે એ બાબત ઉપરથી સમજ પડે છે. ત્યાં (ક. ૫૦) એના મકાનને અલબુર્ઝ પહાડની ઉપર મેલ્યું છે કે જ્યાં રાત યા અંધારૂં નથી, ઠંડો અને ગરમ પવન

નથી, ગલીચી અને નજીસાત નથી, અને વાદળાં વટીક બંધાતાં નથી. ઉપલા રોશની જનક વાયુ મારફતે આકાશના ભાગોમાંથી રોશનીનાં કીરણોના પસાર થવા વિષેનો એ ઇસારો છે. અલબુર્ઝ પહાડની ઊંચાઇ વિષે અસલી ઇરાનીઓમાં ઘણા અજબ વિચારો હતા. રાત દહાડો સફેદ બરફથી ઢંકાયલો હોવાથી અને ઘણો બુલંદ હોવાને લીધે તે આસમાન સાથે મળી ગયલો દીસતો હતો અને તેથી રોશનીના મકાનને તેના ઉપર મેળેલું હતું.

**રોશની એ ઈશ્વરની પેહેલી પેદાયશ**—રોશની ખોદાની પેહેલી પેદાયશ છે. આપણી ઈજશનેમાં અને આપણી ધાહમબારની આફ્રિનમાં આ દુનિયાની જે એક પછી એક પેદાયશો જાહેર થતી જણાવી છે તેમાં જે પેહેલી પેદાયશ તરીકે આસમાન જણાવ્યું છે તે આસમાન તે રોશનીનુંજ સ્વરૂપ છે. કુદરતી વિદ્યા આપણને દેખાડે છે કે આસમાન તે બીજી પેદાયશો જેવી કે પાણી, જમીન, ઝાડપાન, જાનવર, અને માણસ જેવી કોઇ ચીજ નથી. આપણને જે બલુ રંગનું આસમાન દેખાય છે તે કોઈ જૂદી ચીજ નથી પણ રોશનીનો એક પ્રકાર યા કુદરતી બનાવ છે. એ પ્રમાણે ત્યારે રોશની એ ઇશ્વરે પેદા કરેલી પેહેલી પેદાયશ છે. ઘણા ધર્મોમાં જણાવ્યા પ્રમાણે ઇશ્વરનો જો કાંઇ ખ્યાલ માણસ બાંધી શકે તો તે તેને રોશનીમાં ચિતારી શકે. રોશની અને ચળકાટમાં મોઝીસ અને બીજા મહાત્માઓને ઇશ્વરી જ્ઞાન અને નૂર જોતા જણાવ્યા છે. ઇશ્વરની પેહેલી પેદાયશ તરીકે જાણીતા કવિ મિલ્ટનની રોશની માટેની નીચલી સેતાયશ અસરકારક છે.

"Hail, holy light offspring of Heaven first born,
Or of the Eternal co-eternal beam,
May I express thee, unblamed ? Since God is light,
Dwelt from eternity, dwelt then in thee,
Bright effluence of bright essence increate."

## મેહેર, નીતિમાન રોશની (MORAL LIGHT) અને તેપરના મવક્કલ યજદ તરીકે.

હવે આપણી દુનિયાની શારીરિક બાબતમાં જેમ મેહેર શારીરિક રોશની તરીકે અને તેના યજદ તરીકે ગણાયો તેમ નીતિમાન બાબતમાં નીતિમાન રોશની એટલે સચ્ચાઈ અને તેની સાથેના સદ્‌ગુણો અને તેઓ ઉપરના મવક્કલ યજદ તરીકે ગણાયો. જેમ તે આ દુનિયામાં શારીરિક રોશની પાંથરતો તેમ નીતિની રોશની પણ પાંથરતો. સઘળા જમાના અને ધર્મોમાં સચ્ચાઇને રોશની સાથે સરખાવવામાં આવે છે અને જૂઠાઇને અંધકાર સાથે. પ્રમાણિકપણું, ઈમાનદારી, કોલની ઉસ્તવારી, સાચી મિત્રાચારી, એ સઘળા સચ્ચાઈના સદ્‌ગુણો હોવાને લીધે તેઓ રોશની તત્ત્વના સાથીઓ ગણાય છે. એ કારણને લીધે મેહેર જેમ રોશની ઉપર તેમ સચ્ચાઈની ઉપર મવક્કલ હતો અને જાણે હજાર આંખોથી જોઈ અને દશ હજાર કાનોથી સાંભળી સઘળી જગ્યાએ સચ્ચાઇની ઉપર તકેદારી રાખતો હતો; સાચાઓને નવાજતો અને જૂઠાઓને સજા કરતો; ઈનસાફ, કાયદા કાનૂન, પ્રમાણિક કોલ અને સાચી મિત્રાચારી જાળવનારાઓને નવાજતો, અને તેમ નહિં કરનારાઓને શિક્ષાએ પહોંચાડતો. કોલ અને મિત્રાચારીના સદ્‌ગુણો ઉપર મેહેર નિઘેબાન હોવાને લીધે એ સદ્‌ગુણો માટે અવસ્તામાં એજ 'મિથ્ર' શબ્દ વપરાયલો છે.

હવે મેહેર યજદ જેમ રોશની ઉપર અને સચ્ચાઇ ઉપરનો યજદ છે તેમ મરણબાદ માણસના રવાનને પૂલગુજાર થતી વખતે તેનાં સારાં નરસાં કામોનો ઈનસાફ કરનાર પણ છે. તે રોશની સમાન સચ્ચાઇનો યજદ હોવાને લીધે સચ્ચાઈ અને જૂઠાઈ, ભલાઈ અને ભૂંડાઇ, નેકી અને બદી વચ્ચેના ઈનસાફ કરવાનું કામ તેનેજ સોંપેલું છે.

મેહેર સચ્ચાઇ ઉપર નિમેલો હોવાને લીધે અસલી ઈરાનીઓ જ્યારે પણ કોઇને સાચું બોલવાને તાકીદ કરતા ત્યારે તેને મિથ્ર અથવા મેહેરને નામે તાકીદ કરતા. પ્લુતાર્ક પ્રમાણે પાદશાહ દારાયસે જ્યારે પોતાના એક જનાનાના નોકરને સાચી બાબત કહેવાની તાકીદ કરી હતી ત્યારે મિથ્રને નામે સાચું કહેવાને કહ્યું હતું. પ્લુતાર્ક[1] પોતાનું એલેકઝાંડરની જીંદગીનું વૃતાંત, જે ફીરદોશીથી ઘણીક બાબતમાં જૂદું પડે છે, તેમાં કહે છે કે જ્યારે દારાયસના નાશી જવા પછી તેના મેહેલમાં તેની બાયડી છોકરીઓ વિગેરે કુટુંબ સિકંદરને હાથ કેદ પડયાં હતાં ત્યારે તેઓમાંથી તેની બાયડી સ્ટાટીરા એક બચ્ચાંનો જન્મ આપતાં મરણ પામી. સિકંદરે તેણીને તેણીના દરજજા અને આબરૂ પ્રમાણે ઘણાં માન અકરામ સાથે અવલમંજલ પહોંચાડી. દારાયસનો એક નોકર નામે તીરીયસ જે પણ રાણી સાથે સિકંદરને હાથ કેદ પડયો હતો તેણે એ વખતે મેહેલમાંથી નાશી જઇ દારાયસને રાણીના મરણની ખબર પહોંચાડી અને દિલાસો દીધો કે સિકંદરે તેણીના દરજાને છાજતી રીતે તેણીની સઘળી મરણની ક્રિયાઓ કરાવી હતી. હવે પાદશાહ દારાની બાયડી સ્ટેટીરા, જેણીનું ફીરદોશી દિલઆરાએ તરીકે નામ જણાવે છે તેણી અત્યંત ખુબસુરત સ્ત્રી ગણાતી હતી, તેથી જ્યારે દારાયસે સાંભળ્યું કે સિકંદર જેવા તેના કટ્ટા દુશ્મને તેની બાયડીને મરણ ટાંકણે એટલું માન આપ્યું ત્યારે તેને શક ગયો કે રખેને સિકંદરે તેણીની તરફ બૂરી ચાલ ચલાવી હોય અને તે ચાલની પ્રીતિને લીધે તેણીને એટલું માન આપ્યું હોય, તેથી પોતાની ખાતરી પોતાના નોકરથી કરવા તેણે મિથ્રની રોશનીને નામે સાચેસાચી વાત જાહેર કરવા કહી કે સિકંદરે તેના કુટુંબ ઉપર બળાત્કાર ગુજારી તેના નામને એબ લગાડી છે કે નહિં. તેણે કહ્યું કે "તું મિથ્રની રોશનીને માન આપે છે અને પાદશાહના જમણા હાથને માન આપે છે

---

[1] Langhorne's Plutarch vol. II. p. 474–475.

તેઓને નામે કહે કે શું સ્ટેટીરાના મરણ કરતાં કોઈ વધારે કમનસીબ માટે મારે શોક કરવાનો નથી?" તે નોકરે એ વિષે તેની ખાતરી કરી કે સિકંદર જેવો આબરૂદાર અને નીતિમાન પાદશાહ કોઈ નહિં હોય. તેની એ ખાતરી ઉપરથી દારાએ દુવા ગુજારી કે જો ઇરાનના સાઇરસના તખ્તપર તેની પછી કોઈ પણ પાદશાહ આવે તો તે સિકંદર આવે.

અસલી ઇરાનીઓમાં સોગંદ ખાવાની મનાઈ હતી જે વિષે આદરબાદ મારેસ્પંદ પણ પોતાના બેટાને પોતાના પંદનામામાં શિખામણ દે છે કે "અલ પવન રાસ્ત અલ પવન કદબા સુગંદ મખુર" એટલે "સાચા યા જૂઠા સોગંદ ખાતો મા." સાચા પણ સોગંદ ખાવાની મનાઇનો સબબ એ છે જે અસલી ઇરાનીઓમાં સચ્ચાઇનો સદ્દગુણ એટલો જડ ઘાલી બેઠો હતો કે એક માણસે પોતે જે બોલે છે તે ખરૂં છે એવું દેખાડવાને માટે સોગંદ ખાવા એ ખુદ પોતાને માટે એક જાતનો બેવિશ્વાસ, એક જાતનો શક બતાવવા જેવું ગણાતું. પોતાની સચ્ચાઈના ટેકામાં સોગંદ ખાવા એ પોતાના સ્વાભિમાન ( self respect ) ની ગેરહાજરી દેખાડવા બરાબર ગણાતું. એક ઇરાની બચ્ચાંનો સખુન એક ગ્રહસ્થ તરીકે કબૂલ રાખવો જોઇએ. તે નહિં કબૂલ રખાય અને તે સખુન ખરો છે એવું દેખાડવાને પોતાના ટેકામાં સોગંદ ખાવા એ એક ઇરાની માટે હલકું ગણાતું. હીરોડોટસ પ્રમાણે પાદશાહ સાઇરસ જાહેર બજારો સામે પોતાનો અભાવ દેખાડતો અને ઝેનોફોન પ્રમાણે ઇરાની બાળકોની મકતબ જાહેર બજારોથી દૂર રાખવામાં આવતી તેનો સબબ એજ કે બજારમાં લોકો પોતાના માલનો ઉઠાવ કરવાને તહરેવાર સાચા જૂઠા સોગંદ ખાતા. હાલમાં પણ યોજદાથ્રગરીનું કામ કરનાર બરશનુમવાળા મોબેદોને સોગંદ ખાવાની મનાઈ છે તે અસલી ઇરાનીઓના સોગંદ સામેની નાપસંદગીનું બાકી રહેલું એક પરિણામ દીસે છે. હવે એ પ્રમાણે જોકે અસલી ઇરાનીઓને સોગંદ ખાવાની મ-

નાઇ હતી તોપણ જો કોઈકિ કારણે ખાવા પડતા તો તે સરચાઇ ઉપરના મવક્કલ મેહેર યજદને નામે ખાવામાં આવતા હતા.

## જશને મેહેરંગાન.

જશને મેહેરંગાન અથવા મેહેરંગાનનું જશન આપણે જાણીએ છીએ કે મેહેર મહિનો અને મેહેર રોજે પડે છે. મેહેર રોજ દર મહિનાનો ૧૬ મો રોજ છે અને તે દર માસની અધવચે આવે છે. દરેક મહિનાનો બીજો અર્ધો ભાગ એ રોજથી શરૂ થાય છે. વળી મેહેર મહિનો પણ વર્ષની અધવચમાં પડે છે. મેહેર તે આપણો સાતમો મહિનો છે અને તે દરેક વર્ષનો બીજો અર્ધો ભાગ શરૂ કરે છે. એ પ્રમાણે આપણા રોજો અને મહિનાઓની રચના અને ગોઠવણમાં મેહેર મહિનો અને મેહેર રોજ વચ્ચોવચ્ચની જગ્યા રોકે છે. મેહેર રોજ મહિનાની વચમાં પડે છે અને મેહેર માહ વર્ષની વચમાં પડે છે. હવે એ મેહેરંગાનના જશનના એ મેહેર રોજ અને મેહેર માહની એ વચમાં પડવાની યોજના, શેઠ. ખ. રૂ. કામાજી પોતાના 'મેહેરની સેતાયશ' નામના ભાષાણમાં જણાવે છે તેમ, મેહેરનાં સંબંધની ઘણીક બાબતો સાથે સંબંધ ધરાવે છે. મેહેર યજદ ઘણીક બાબતમાં વચ્ચોવચ્ચનો દરજ્જો અને હાલત ભોગવે છે.

પેહેલું તો શારીરિક રોશની તરીકે મેહેરયષ્ટમાં, આપણે આગળ જોયું તેમ, મેહેરને ખાશ કરીને રાતના અંધકાર અને સૂર્યના તડકાની વચ્ચે ગણ્યો છે. રાતના અંધકાર અને સૂર્યોદયની વચ્ચેના અને સૂર્ય અસ્ત પામવાની અને રાતનું અંધારૂં પડવાની વચ્ચેના ઝળઝળાંને મેહેરની રોશની તરીકે અવસ્તામાં ગણ્યું છે.

બીજું તો મેહેરના મકાનને અલબુર્ઝ પહાડની ઉપર આકાશ અને જમીનની વચ્ચેના વાતાવરણના ભાગોમાં મેલ્યું છે.

ત્રીજું. મેહેર સૂર્ય અને બીજા આકાશી ગોળાઓ તરફથી આપણી પૃથ્વી ઉપર આવતી રોશની છે. મેહેર એ બાબતમાં એ

આકાશી ગોળાઓ અને પૃથ્વી વચ્ચેની રામખાસ્ત્ર ( Luminiferous ether )મારફતે આવતી રોશની છે.

ચોથું. મેહેર બે બાજુઓ વચ્ચે થતા કોલકરારો ઉપર મવક્કલ છે. બે શખ્સોની વચ્ચે પડી તેઓની ગોઠવણોને અને યોજનાઓને તે સંપૂર્ણ કરે છે.

પાંચમું. મેહેર બે બાજુઓ વચ્ચે થતી દોસ્તીનો શબ્દ છે, જે અર્થે તે સંસ્કૃત मित्र ને મળતો છે, જેનો ધાતુ પ્રમાણે અર્થ "સંબંધ કરનાર" કરી થાય છે.

છઠ્ઠું. પ્લુતાર્ક પ્રમાણે, મિથ્ર નામનો યજદ મિત્રાચારી, મોહોબત, કોલકરાર ઉપર મવક્કલ હોવાને લીધે, બે જણાઓની વચ્ચે પડનાર શખ્સને પણ અસલી ઈરાનીઓ મિથ્ર શબ્દથી ઓળખતા હતા.

સાતમું. સચ્ચાઇ, ઇમાનદારી, પ્રમાણિકપણા તરીકે મિથ્ર માણસ અને તેની ભવિષ્યની વચ્ચે પડનાર ગણાય. તેની સચ્ચાઇ, ઇમાનદારી, વિગેરે સદ્ગુણો મરણબાદ તેનાં કામોના સેવટના ચુકાદા વખતે વચમાં આવે છે અને ચીનવદ પૂલ પસાર કરી બેહેસ્તને દ્વારે પહોંચાડે છે.

આઠમું. ઇનસાફ કરનાર તરીકે મેહેરયજદ આ દુનિયા અને આવતી દુનિયા વચ્ચેના માર્ગમાં ચીનવદ પૂલ ઉપર ઇનસાફ કરવાને બેસેછે અને ત્યાં નેકી અને બદી વચ્ચે, ભલાઇ અને ભૂંડાઈ વચ્ચે સારાં અને માઠાં વચ્ચે તોલ કરે છે. સત્યનો કાંટો હાથમાં લઇ તે સઘળાઓની કરણીનો તોલ કરે છે. મેહેરના સંબંધમાં જ્યારે એ સઘળી બાબતોનો આપણે વિચાર કરીએ છીએ ત્યારે મેહેર રોજને દર માસની વચ્ચોવચ્ચમાં અને મેહેર મહિનાને દર વર્ષની વચ્ચોવચમાં શું કરવા મેલેલા છે તે સમજ પડે છે.

# મેહેરંગાનના જશની અગત્યતા.

હવે ત્યારે આપણે મેહેરંગાંનના જશનની અગત્યતાની બાબત ઉપર આવીએ અને જોઈએ કે તે દિન ઘણી અગતત્યતા શા માટે પામ્યો છે.

પેહેલું તો આપણા જે મહિનાનો જે રોજ હોય છે તે રોજનો દિન એક જશનના દિનની અગત્યતા પામે છે તેમ મેહેર મહિનો અને મેહેર રોજ એક જશનનો દિન છે.

બીજું તે એક એવા જશનનો દિન છે કે જે જશનનો દિન દર મહિનામાં અધવચનો અને દર વર્ષમાં અધવચનો અગત્યનો ભાગ રોકે છે.

ત્રીજું તે એક એવા યજદની સ્તુતિ અને સેતાયશનો દિન છે કે જે યજદ અમેશાસ્પંદો પછી બીજા યજદોમાં ચઢતો દરજ્જો ભોગવે છે. તે એક એવા યજદના જશનનો દિવસ છે કે જે યજદ શારીરિક રોશની ઉપર મવક્કલ છે કે જે રોશની ઉપર આ દુનિયાની હસ્તી અને આબાદી, સુધારો અને વધારો, રોનક અને ઝમક, ખુશી અને ખુરમી, વદ્ધિ અને ફળદ્રુપતા, તનદુરસ્તી અને મનદુરસ્તીનો આધાર છે; જે રોશનીથી આ દુનિયાનાં દુઃખ અને દરદો, પીડા અને સંતાપો, અંધકાર અને આજારોનો ઘટાડો છે. તે એક એવા યજદનાં જશનનો દિવસ છે કે જે યજદ નીતિમાન રોશની ઉપર મવક્કલ છે કે જે રોશની ઉપર આ દુનિયામાં નેકી અને ખુબી, ભલાઇ અને શ્રેષ્ટતાનો આધાર છે; જેથી સચ્ચાઈ અને પ્રમાણિકપણું, ઈમાનદારી અને કોલનું ઓસ્તવારપણું વધે છે અને જેથી અદેખાઇ અને દુશ્મનાઈ, જૂઠાઈ અને લૂચ્ચાઇ, બદએકીની અને બદદયાનતદારી ઘટે છે. તે એક એવા યજદના જશનનો દિન છે કે જે યજદના નામ ઉપરથી આપણા જરથોસ્તીઓનાં ધર્માલયો, આપણા જરથોસ્તીઓના ક્રિયા કામનાં મકાનોએ પોતાનું દરેમેહેર એટલે મેહેર યજદની દરગાહ એવું

નામ અખત્યાર કર્યું છે. ટુંકામાં કહીએ તો એ એક એવા ચ-જદના જશનનો દિવસ છે કે જે સૃષ્ટિની રચનામાં તે પરિણામ ઉપજાવવામાં ભાગ લે છે કે જે પરિણામ પાદશાહ જમશેદ પોતાના નવા સ્થાપેલા વર એટલે સંસ્થાન માટે ઇચ્છયું હતું કે "અહિં મગરૂરી, નિંદા, અપવિત્રાઇ, દુશ્મનાઇ, કંગાલિયત, ઠગાઈ, નીચપણું, અપ્રમાણિકપણું વિગેરે દુર્ગુણો ન હોય, જ્યાં ખોરાક અને પાણીની તંગી ન હોય અને બુઢ્ઢાપો મોત અને મરકીનાં સંકટો થોડાં હોય."

ચોથું. એ જશને મેહેરંગાંનનો દિવસ વખતની બરાબર ગણતરી લેતાં ઋતુના જશનનો હિંગામ છે. જેમ જમશેદી નઓરોજનો જશનનો દિવસ મેષ વિષુવ (vernal equinox) ના બનાવનો હિંગામ છે તેમ જશને મેહેરંગાંનનો દિવસ તુલા-વિષુવ (autumnal equinox) ના બનાવનો હિંગામ છે. જેમ પેહેલા હિંગામના ટાંકણા ઉપર સખ્ત શિવાળો ખલાસ થઈ ઉ-નાળો બેસવાની શરૂઆત થાય છે તથા રાત અને દિન સરખા થાય છે, તેમ આ બીજા હિંગામ ઉપર પણ રાત અને દિન સરખા થઇ નવી ઋતુની શરૂઆત થાય છે.

પાંચમું. પણ એ મેહેરંગાનના જશનને ઈરાનની તવારી-ખમાં જે મોટી અગત્ય મળી છે તે એક મોટો તવારીખનો બ-નાવ છે, અને તે એક એવો બનાવ છે કે જેના જેવા બનાવો જૂદી જૂદી પ્રજાઓની તવારીખમાં એક મોટો સરો રોકે છે.

## એ જશનની શરૂઆત, તવારીખ પ્રમાણે.

તવારીખમાં જણાયલા આપણા પેહેલા ઇરાની પાદશાહ ગયો-મર્દ અને તેના પછી તેના ગાદીનશીનો હોસંગ તેહમુરસ્પ અને જમશેદ એઓએ એક પછી એક ઈરાની પ્રજાની હાલત ચઢતી અને સુખી કરી હતી. કયોમર્સ અથવા ગયોમર્દ પેહેલો ઈરાનનો પાદશાહ હતો જેને ઇરાની પ્રજાને 'દેવ' ના સાધારણ નામથી જણાતા

બૂરા આદમીઓના જુલમ અને ત્રાસથી ઈરાની પ્રજાને છોડવવાની કોશિશ કરી હતી, જેમ કરતાં લડાઈમાં તેનો એક પૂરો વહાલો છોકરો શિઆમક માર્યો ગયો હતો. તેના પછી તેના નબીરા હોશંગે પોતાના બપાવાની માફક ઈરાની પ્રજા તરફની એ ફ-રજ ચાલુ રાખી અને તેઓનાં ભલાં માટે ઘણુંક કર્યું. તેણે ઘણાક નવા ઉદ્યોગો ઈરાની પ્રજામાં દાખલ કર્યા. ભિનાશવાળી જગ્યાઓને સૂકી કરી પ્રજા ઉપયોગમાં લાવ્યો, અને સૂકી જગ્યા ઉપર નેહેરો જેવાં પાણીનાં બાંધકામો કરી પાણીની આબાદાની કરી. લોખંડની ખાણો શોધી કાઢી, તેનાં ખેતીનાં ઓજારો બ-નાવ્યાં અને તરેહવાર રીતે ખેતીનાં કામને ઉત્તેજન આપ્યું. આતશને વ્યવહારોપયોગી કામમાં લાવી માણસોની સગવડમાં ઊમેરો કર્યો. પોતાની આતશની એ વિષેની શોધની યાદમાં તેણે "જશને સદેહ" નામનું એક જશન દાખલ કીધું અને તે દિને પવિત્ર આતશને એક કેબલેગાહ કરી સ્થાપ્યો. એ જશન આજ સૂધી કહે છે કે ઈરાનીઓ બમન મહિનો અને આંવા રોજે પાળે છે. એની પછી તેહમુરસ્પ પણ ઈરાંની પ્રજાના દુશ્મનો સામે લડવા લાગ્યો અને તેઓ ઉપર ફતેહ મેળવી તવારીખથી 'દેવબંદ'નો ખેતાબ પામ્યો. ફીરદોશી પ્રમાણે તેણે કપડાં વણવાનો અને વાંચવા લખવાનો હુન્નર ઈરાની પ્રજામાં દાખલ કર્યો અને શીદસ્પ નામના પોતાના એક કાબેલ અને ભલા વજીરની મદદથી ઈરાનીઓનાં સુખ માટે ઘણું કર્યું. તેની પછી પાદશાહ જમશેદ પોતાના પેશદાદીયન વંશના પાદશાહોની કીર્તિ ચાલુ રાખી અને ઘણાક હુન્નરો દેશમાં દાખલ કર્યા. લોખંડનો ઉપયોગ કરી લડાઈનાં ઓજારો, ખેતીના હળો, પેહેરવાના વસ્ત્રો, બનાવવા માંડયાં. તેણે ધંધારોજગાર પ્રમાણે મંડળીના જૂદા જૂદા વર્ગો કર્યા. બૂરાઓની સંગતથી ઈરાનીઓને તદન છૂટા પાડી એક નવું ઈરાની સંસ્થાન સ્થાપ્યું અને ફરવરદીન મહિનો અને હોરમજ્દ રોજે તખ્તપર ચઢી જમસેદી નોરોજનું મુબારક જશન સ્થાપ્યું.

એ પ્રમાણે જમશેદ સૂધીના પેશદાદીયન પાદશાહોએ ઇરાની પ્રજાની આબાદી અને ચઢતી માટે ઘણું કર્યું. પણ પછી જોહાક નામના એક પારકા પાદશાહે એઓના મુલકપર ચઢાઇ કરી જમશેદને શિકસ્ત આપી ઇરાનનું રાજ્ય લઈ લીધું. એ દિનથી ઇરાની પ્રજાની બદબખ્તી શરૂ થઇ. પારકી સલતનતના દોરમાં ઘણીવાર બને છે તેમ ઇરાની પ્રજા એ ઝલમ પાદશાહની હકુમત તળે કચડાવા અને ચૂરાવા લાગી. તેણે અથવા તેના કુટુંબના બીજા જુલમગારોએ ઇરાની પ્રજાને ત્રાસ ત્રાસ પોકરાવ્યો તેથી આખરે કાવેઆંહનગર તરીકે ઇરાની તવારીખમાં જાણીતા થયલા દેશહિતકારી લોહારે ગાવયાની ઝુંડો ઉડતો કરી બંડ મચાવ્યું. તેની સાથે હજારો અને લાખો ઇરાનીઓ જોડાયા અને તેઓ જઇને ફરેદુન નામના જમશેદના વંશના એક ઇરાની જુવાનને જઈ મળ્યા કે જે તેના નિર્દોષ બાપ આબતીનના જોહાકને હાથે કતલ થવાબાદ પોતાની માતા ફરાનક સાથે દૂર પહાડે પહાડ જોહાકની ધાસ્તીથી નાસતો હતો. તેઓની કુમકથી ફરેદુને હિંમત પકડી અને તે જોહાક સામે હુમલો લાવ્યો, અને તેને કેદ કરી કુહે દમાવંદ નામના અલબુર્ઝ પર્વતનાં એક બુલંદ પહાડ ઉપર બંદ કર્યો કે જે પહાડવિષે આફ્રિનગાંનની ક્રિયા કરવા બાદ હમકારાની આફ્રિનને નામે ભણવામાં આવતી આફ્રિનમાં બોલવામાં આવે છે કે "દમાવંદ કુહ કે દરવંદ બીવર અસ્પ અંદર બસ્તેઅસતેદ" એટલે "દમાવંદ પહાડ જેમાં બુરા જોહાકને બાંધવામાં આવ્યો છે."

હવે ફીરદોશીએ વર્ણવેલી એ તવારીખના બનાવને જેમ પાજંદ આફ્રિનથી તેમ ખુદ અવસ્તાથી ટેકો મલેછે. આવાં યષ્ટમાં ઘણાક પાદશાહ પેહેલવાનો અને માહાન પુરૂષો અર્દ્વિસૂર અનાહિત પાસે પોતાની દુવાઓ ગુજારેછે તેમાં ફરેદુન દુવા ગુજારેછે કે (ફ. ૩૪) "દજદિ મેં વઙ·ઊહિ સેવિસ્તે અર્દ્વિસૂર અનાહીતે! યત બવાનિ અઇવી—વન્યાઓ અઝીમ દહાકેમ" એટલે "ઓ ભલી ફાય-

દમંદ અર્દ્વિસૂર અનાહિત! તું મને બખશ કે અઝીદહાક (એ-ટલે જોહાક)ને મારનારો થાઉં." આગલ ચાલતાં કહેછે કે ફરેદુ-નની એ મુરાદ બર આવી.

એ પાદશાહ અઝીદહાક અથવા જોહાક ફીરદોશીના લખ-વા પ્રમાણે ઘણો જુલમગાર બૂરો પાદશાહ હતો તે અવસ્તા ઉપ-રથી પણ માલમ પડેછે કારણ કે એ પાદશાહ અર્દ્વિસૂર અનાહિ-ત પાસે દુનિયાને ઉજડ કરી નાંખવાની બૂરી દુવા ચાહેછે જે દુવા મંજુર રહેતી નથી. તે દુવા ગુજારે છે કે (ક. ૩૦) "દજદિ મેં વંઙ-ઊહિ સેવિશ્તે અર્દ્વિસૂર અનાહિતે! યથ અ-જેંમ અમષ્યાં કેરેનવાનિ વીસ્પાઇશ અવે કર્ષ્વાંન યાઇશ હપ્ત" એટલે "ઓ ભલી ફાયદેમંદ અર્દ્વિસૂર અનાહિત! તું મને બખ-શ કે હું આ હફતે કેશરવર જમીનને માણસ વિનાની (એટલે) વેરાન) કરૂં" ફીરદોશીએ વર્ણવેલી ફરેદુને જોહાકને દીધેલી હારના ઇસારા યજશને (હા. ૯ ક-૮) અને બેહેરામયશ્ટ (ક. ૧૪) માં પણ આવે છે જ્યાં ફરેદુનની સીફત માટે અને જોહાકના દુર્ગુણ માટે કહેછે કે "યો જનત અઝીમ દહાકેમ થ્રિજફનેમ થ્રિ કમેરેધેમ ક્ષ્વશ અષીમ હજંઘર યઓક્તોમ અષ-અઓજંઘહેમ દએવિમ દ્રુજેમ અઘેમ ગએથાબ્યો દ્વન્તેમ, યામ અષઅઓજસ્તેમામ દ્રુજેમ ફ્ચ કેરેન્તત અંઘરોમઇન્યુશ અવીયામ અસ્ત વઇતીમ ગએથામ મહર્કાઇ અષહે ગએથનામ." એટલે "(ફરેદુન) જેણે ત્રણ મોઢાવાળા, ત્રણ માથાંવાળા, છ આંખોવાળા, હજાર તાલમેલવાળા, પૂરતાં જોરવાળા, દેવને લગતા જૂઠા, તથા આ દુનિયાને નુકસાન કરનાર દરવંદ જોહા-કને માર્યો જે ઘણાજ જોરાવર જૂઠા (જોહાક) ને આહેરમને આ શારીરિક દુનિયામાં અશોઈની પેદાયશના નાશને માટે પેદા કર્યો."

એજ "પ્રમાણે વંદીદાદ (૧ ક. ૧૮) માં ફરેદુન માટે બોલવામાં આવે છે ત્યારે "થ્રએતઓનો જન્ત અઝોઈશ દહા-કાઇ" એટલે "ફરેદુન (જે) જોહાકનો મારનાર" એમ તેને માટે બોલવામાં આવે છે.

ફીરદોશી અને અવસ્તાના ઉપલા વર્ણુન પ્રમાણે ફરેદુને જોહાક ઉપર ફતેહ મેળવી અને તેને કેદ કરી ઇરાનીઓ ઉપર ઇરાની રાજ્ય લાંબી મુદતના અરસા બાદ પાછું સ્થાપ્યું. એમ કરી મુબારક મેહેર મહિનો અને મેહેર રોજે ઇરાની તખ્ત ઉપર બેઠો અને એ મુબારક દિને એક મોટું જશન કર્યું, જે જેમ તેના વડવાઓ શાહ હુશંગથી જશને સદેહ અને શાહ જમશેદથી જમશેદી નઓરોઝ યાદ રહી ગયાં છે તેમ તેનાથી જશને મેહેરંગાન તરીકે યાદ રહી ગયું છે. એ મુબારક રોજે તેણે એક મીજલશ સમારી ત્યાં આતશ રોશન કરાવ્યો તેની ઉપર ખુશબો બાળી ખોદાની સેતાયશ કાધી. એ મુબારક રોજે વળી તેણે ખુશી ખુરમી કરી રંગરાગ કર્યા, મધળાઓ સાથે શરાબ નોશ કર્યા અને મોજમઝા કરી.

**એ જશનની શરૂઆતનો શને**——એ મેહેરંગાનનું જશન ત્યારે પોતાની તવારીખ સંબંધી અગત્યતા છેક પુરાણા કાળમાં શાહ ફરેદુનના જમાનાથી પામ્યું છે. શાહ ફરેદુનનો વખત—જે ધોરણે પાદશાહ જમશેદની જીંદગીના મારા હેવાલમાં ફીરદોશી અને નાસેખઉત તવારીખના કર્તાને આધારે મેં જમશેદનો સને ગણ્યો છે તે ધોરણો ગણતાં—આસરે ૪૪૦૦ વર્ષનો. આવે છે. એ પ્રમાણે ત્યારે એ મેહેરંગાનનું જશન ઇરાનની તવારીખમાં આસરે ૪૪૦૦ વર્ષ ઉપર તવારીખના એક મોટા બનાવથી અગત્યતા પામ્યું છે.

એ મેહેરંગાંનનું જશન અને મિથ્રની સેતાયશ ઇરાનમાં અતિ ઘણી આસરે ચાર હજાર વર્ષની ઉપરની પુરાણી હોવી જોઇએ તેની એક બીજી દલીલ મળે છે. આપણા અસલી ઇરાનીઓની મેહેરની સેતાયશ ઉપરથી તેની પરસ્તેશ એશિયા માઇનર, કેપેદોશિયા, આર્મિનિયા, યુનાન અને રોમ વિગેરે બીજા પશ્ચિમ તરફના મુલકોમાં પંથરાઇ હતી અને તે પરસ્તેશ સાથે કેટલીક તનને અને મનને આજાબ દેખાડનારી ક્રિયાઓ તેઓમાં

નવી દાખલ થઇ હતી, જે સોળમી સદીની શરૂઆતમાં રોમ શેહેર ખાતે શોધી કાઢવામાં આવેલી કેટલીક ગુફાઓ ઉપરથી માલમ પડે છે. શેઠ ખ. રૂ. કામાજી પોતાના "મિથ્રેક ઉવરશીપ" નામના કીમતી રસાલામાં જણાવે છે કે અસલી ઈરાની દરેમેહેરોમાં માણસને બોધ આપવાને થતી કેટલીક ક્રિયાઓને બરાબર નહિં સમજવાથી બીજી પ્રજાઓમાં જૂદીજ રીતની ક્રિયાઓ દાખલ થઈ હતી. હવે એ ક્રિયાઓ સંબંધી ગુફાઓમાં કેટલાંક ચિત્રોમાં એક ઘુંટણ ઉપર પડેલા ગોધાના પેટમાં એક જુવાન ઘુંટણ ઉપર પડી ખંજર ભોંકતો હોય એવો ચિતાર પાડેલો છે. એ ચિતારમાં ગોધો તે રાશી મંડળમાં વરખ રાશી (Taurus the bull in the Zodiac) ની નિશાની છે અને પેલો જુવાન તે મિથ્ર છે જેને રોશની ઉપરનો યજદ ગણવાને બદલે ખુદ રોશનીનું મૂળ સૂર્ય ગણવામાં આવ્યો છે. પેલો જુવાન જે ગોધાને ખંજરથી ચીરે છે, તે જાણે વરખ રાશીમાં સૂર્યનું મેષ વિષુવ (Vernal equinox) ને વખતે દાખલ થવું છે. હવે હમણાં તો એ મેષ વિષુવને ટાંકણે સૂર્ય તો મેષ રાશી (Aries the Ram) માં દાખલ થાય છે. ત્યારે કયા જૂના જમાનામાં સૂર્ય એ ટાંકણે વરખ રાશીમાં દાખલ થતો તે ગણી કાઢતા ખગોળ વિદ્યાર્થીઓ કહે છે કે ઈ. પૂ૦ ૨૫૦૦ થી ૪૫૦૦ વર્ષ ઉપર એટલે આજથી આસરે ૪૫૦૦ થી ૬૫૦૦ વર્ષ ઉપર એમ બનતું હતું. એ ઉપરથી ત્યારે માલમ પડે છે કે મેહેરની સેતાયશનો જમાનો આસરે ૪૫૦૦ થી ઉપરનો જુનો હોવો જોઇએ કે જ્યારે સૂર્ય મેષ વિષુવને ટાંકણે મેષ રાશીમાં હમણાંની માફક દાખલ થવાને બદલે મિથ્રની પરસ્તેશને લગતાં રોમનોનાં બાંધકામોમાં જણાવ્યા પ્રમાણે વરખ રાશીમાં દાખલ થતો હતો.

## એ જશનની પાછલની તવારીખ.

એ પ્રમાણે શાહ ફરેદુનના વખતમાં એક તવારીખના મોટા બનાવની યાદગારી રાખનારૂં એ જશન પાછલા જમાનાઓમાં ચાં-

લું રહ્યું હતું અને સઘલા ઇરાની પાદશાહો ઓછી યા વધ્રતી અગત્યતા સાથે તે કરતા હતા. દયુરીસ ઓફ સેમોસ નામનો એક યુનાની તવારીખનવેશ જે ખ્રિસ્તી સનેની આગમજ ત્રીજી સદીમાં તોલેમી ફીલેદેલફીઅસના વખતમાં થઈ ગયો હતો તેના કહેવા પ્રમાણે તેના વખતમાં પણ ઈરાની પાદશાહો એ મેહેરંગાનનું જશન ઘણી ખુશી ખુરમી સાથે કરતા હતા. તે કહેછે કે એ દિને ઈરાની પાદશાહો શરાબની ખુશી ખુરમીમાં ચકચૂર થવામાં ધર્મ સમજતા હતા. એણે ઇરાની પાદશાહો ઉપર મેહેરંગાનના જશનના સંબંધમાં મેલેલાં એ આળ વિષે આપણે પછી બોલીશું. દયુરી ઓફ સેમોસ પછી ઇ. સ. ની આગમજ પેહેલી સદીમાં થઇ ગયલા જાણીતા તવારીખ અને ભુગોળનવેશ સ્ત્રેબો[1] જે એ જશનને મીથ્રસના નામથી ઓળખેછે તે ઉપરથી માલમ પડે છે કે તેના વખતમાં પણ ઇરાની પાદશાહો એ તેહેવારને ઘણી અગત્યતા આપી પાળતા હતા. એ દિને તેઓ ઉપર ખંડણી આપનારાં રાજ્યોમાંથી મોટી ભેટ સોગાદો આવતી, જેમાં આર્મિનિયાથી ૨૦૦૦૦ ઘોડાઓ ભેટ આવતા. મોટા જશનો ઉપર જાનવરોની મોટી સંખ્યા ભેટ આપવાની એ રીત અવસ્તામાં યજદોની આરાધના કરવાની રીતની યાદ આપેછે કે જેમાં હજારથી દશ હજાર સૂધી જાનવરો ગરીબોને ભેટ આપવાનો ઇસારો દીસે છે. સ્ત્રેબોના જમાના પછી પારથિઅન ઇરાની રાજાઓ પણ એ તેહેવાર પાળતા હોય પણ તે સુસ્ત રીતે પાળતા હોય એવું દીસેછે કારણ કે ફીરદોશી અરદેશર બાબેગાનને એ ફરેદુને સ્થાપેલું મેહેરંગાંનનું જશન અને શાહ હોશંગે આતશની શોધમાં સ્થાપેલું જશને શદેહના નામથી જાણીતું થયલું જશન સજીવન કરતો જણાવેછે. ઇ. સ. ૨૨૬ માં જ્યારે અરદેશર બાબેગાન (યુનાનીઓનો આર્ટાઝર્કિસસ પેહેલો) પારથીઅન વંશના છેલ્લા પાદશાહ અર્દવાન (યુનાનીઓનો આર્ટાબેનીસ) ને હાલની કારૂન નદીવાળા રામે હોરમઝ નામના

(૧) જીઓગ્રાફી ઓફ સ્ત્રેબો વાલમ II. બુક ૧૧. બાબ ૧૪. ફ. ૯

મુલકમાં હરાવી ઇરાનનું રાજ્ય પાછું તેના અસલી ઇરાની માલિકોના વંશમાં સ્થાપે છે, ત્યારે ફીરદોશી પ્રમાણે તે "ખરરેહે અરદેશીર" નામનું નવું શેહેર વસાવે છે અને ત્યાં એક નવું આતશકદેહ સ્થાપે છે અને તેમાં મેહેરંગાન અને સદેહના જશનોને સજીવન કરે છે એટલે તેઓની અસલી જાહોજલાલી ભરી હાલતમાં પાછાં પાળવાનું શરૂ કરે છે. જોહાકની પારકી ઝુંસરી દૂર કરી ફરેદુને ઇરાનનું અસલી રાજ્ય સ્થાપ્યું હતું અને તે વખતે મેહેરંગાનનું જશન કીધું હતું તેમ અરદેશર બાબગાને પારથીઅન વંશની—જોકે જરથોસ્તી ગણાતી, તોપણ પાદશાહી વંશની બાબતમાં પારકી ગણાતી—ઝુંસરી દૂર કરી અસલી વંશનું રાજ્ય સ્થાપી એ જશન સજીવન કર્યું. ફીરદોશીના એ બાબેના શબ્દો નીચે પ્રમાણે છે.

"યકી શારસ્તાંન કર્દ પુર કાખો બાગ
બદુ અંદરૂન ચશ્મે ઓ દસ્તો દાઘ
કે અકનુન ગેરાન માચે દેહકાન પીર
હમી ખાંનદશ ખરરેહે. અરદશીર
યકી ચશ્મે બુદ બોકેરાંન અન્દર ઊઈ
ફરાવાન અઝઆન ચશ્મે બેકુશાદ જુઇ
બર આવુર્દ અઝ આન ચશ્મે આતશકદેહ
બર ઉ તાઝે શુદ મેહેરો જશને સદેહ"

એટલે "તેણે (અરદેશર બાબેગાને) એક શેહેર હવેલીઓ અને બાગો સાથેનું ઉભું કીધું તેની અંદર પાણીના ચશમાઓ અને જંગલો અને ખડકો હતા કે જેને આજે પણ નામિચા બુજોર્ગ દેહકાનો "ખરરેહે અર્દેશીર"ને નામે ઓળખે છે. તેની અંદર એક પાણીનો ચશમો ઘણો મોટો હતો જે ચશમામાંથી ઘણાં નાળાંઓ વેહેતાં હતાં. તે ચશમાની નજદીકમાં તેણે એક આતશકદેહ ઉભું કર્યું, અને મેહેરંગાંન અને સદેહનાં જશનો તેનાથી સજીવન થયાં."

વળી એજ બાબત ફીરદોશી અરદેશર બાબેગાંન માટે ફ-રીથી અરદેશરને હાથે હફ્તવાદના માર્યા જવાના દાસ્તાનની પછી જણાવે છે જ્યાં તે નજદીક ઉપલાજ શબ્દોમાં કહે છે કે

"એ કર્દ અન્દર આન કુહ આતશકદેહ
બદુ તાઝેહ શુદ મેહેરગાંનો સદેહ"

એટલે "તે પહાડી મથકમાં તેણે આતશકદેહ સ્થાપ્યું અને તેનાથી મેહેરંગાન અને સદેહના જશનો તાજાં થયાં."

અરદેશરે સજીવન કરેલું એ મેહેરંગાનનું જશન તેની પ-છીનાં પાદશાહોએ ચાલુ રાખ્યું હતું. છેક ફીરદોશીના વખત સૂધી ઇરાનીઓ એ જશન કરતા હતા એમ એના પોતાના એ જશનના વર્ણનના સેવટના ભાગ ઉપરથી માલમ પડે છે જ્યાં તે કહે છે કે"

"કનુન યાદગાર અસ્ત અઝુ માહો મેહેર
બેકુશો બેરંજ હીચ મનુમાએ ચેહેર"

એટલે "તેનાથી હન્નુર મેહેર મહિનો અને રોજ યાદગાર છે તું કોશિશ કર અને કોઇબી રીતે દુઃખ ભર્યો ચેહેરો મા દેખાડ."

ફીરદોશીના વખતથી આજસૂધી એ તેહેવાર ઇરાનમાં જર-થોસ્તી ઇરાનીઓ પાળે છે, પણ ઇરાનનો શાહ જમશેદી નઓરો-જના જશનની માફક એ તેહેવારને કાંઇ અગત્યતા આપે છે કે નહિં તે આપણે જાણતા નથી. હાલના ઇરાનનાં જરથોસ્તી રેહેવાશીઓ માટે કહે છે કે તેઓ એ દિને ભેગા મળે છે અને ભણતર ભણે છે, અને એક બકરો કપાવી તે ઉપર ઊજાણી કરે છે. ઇંજશનેમાં હોમના વર્ણનના સંબંધમાં ઇસારો છે તેમ કહે છે કે તેઓ કપાવેલા બકરાના ગોસ્તના ચોકસ ચોકસ ભાગ ઉપર ક્રિયા કરે છે અને તેની ચાશની કરવામાં પૂણ્ય સમજે છે. તેઓ પોતે ચાશની કરવા ઉપરાંત ક્રિયા કરેલી ચીજોનો થોડોક ભાગ પોતાના ઘેર રહેલાં કુટુંબીઓને માટે પણ લઇ જાય છે. વળી

ગરીબ નાચાર ઇરાનીઓને તેઓ થોડુંક ગોસ્ત વેહેંચી આપે છે ઘણાકો પાંચ દિવસ સૂધી એ તેહેવાર પાળે છે અને કામથી ફારગ રહી આશાએસમાં ગુજારે છે.

## ફીરદોશી પ્રમાણે એ જશનનું વર્ણન.

ફ્રીદુન ચુ શુદ દર જેહાંન કામગાર
નદાનેસ્ત જુઝ ખીશતન શેહેરયાર
બરસ્મે કીઆન તાજો તખ્તે મહી
બેયારાસ્ત બરકાખે શાહનશહી
બરૂઝે ખોજસ્તે સરે મેહેરેમાહ
બસર બર નેહાદ આન કેઆની કોલાહ
ઝમાને બીઅન્દુહ ગસ્ત અઝ બદી
ગેરફતંદ હરકસ રેહે ચીઝદી
દેલ અઝ દાવરીહા બે પરદાખ્તંદ
બ આઇને ફએ જશને નઓ સાખતંદ
નેશસ્તંદ ફરઝાનગાન શાદકામ
ગેરફતંદ હર યક ઝે યાકુત જામ
મએ રઓશનો ચેહેરેએ શાહે નઓ
જેહાંન પુરઝે દાદો સરેમાહે નઓ
બેફરમુદ તા આતશ અફ્રુખતન્દ
હમે અમ્બરો ઝાફરાંન સુખતન્દ
પરસ્તીદને મેહેરગાંન દીને ઉસ્ત
તન આસાઇઓ ખુરદન આઇને ઉસ્ત
કનુન યાદગાર અસ્ત અઝુમાહો મેહેર
બેકુશો બરંજ હીચ મનુમાએ ચેહેર"

એટલે "જ્યારે ફરેદુન દુનિયામાં પોતાની મુરાદ બર આવેલો થયો અને જ્યારે તેણે પોતાના સિવાય બીજો કોઇ પાદશાહ નહિં જોયો ત્યારે તેણે પાદશાહી મેહેલની અંદર કેઆની રીતભાત

પ્રમાણે પાદશાહી તાજ અને તખ્ત તૈયાર કરાવ્યું. ( મેહેર) માહ અને મેહેર રોજના મુબારક દિવસે તેણે કેઆની કોલાહ પોતાના સરપર મેલી. જમાનો બદીની ધાસ્તીથી નિરાળો થયો અને સઘળાઓએ ખોદાનો રાહ પકડયો. પોતાના દિલને કજીઆ કંકાશથી ખાલી કર્યું અને કીઆની રીત પ્રમાણે એક નવું જશન કર્યું. અમીર ઉમરાવો ખુશી ભર્યા દિલથી સાથે બેઠા અને દરેક જણે યાકુતી જામ હાથમાં પકડી. શરાબ અને નવા પાદશાહનો ( બખતાવર ) ચેહેરો પ્રકાશતાં હતાં, દુનિયા ઇનસાફથી ભરપૂર થઇ હતી, અને ચાંદરાતનો દિન હતો. શાહે ફરમાવ્યું કે આતશને રોશન કરે અને તે ઉપર સઘળી અમ્બર અને જાફરાન ( ની ખુશબો ) બાળે. મેહેરગાંનના જશનની સેતાયશ કરવી એ તેનો રીવાજ હતો તે દીને આશાયશ લેવી અને ખાવું પીવું એ એનો કાયદો હતો. તેનાથી હજુર મેહેર મહિનો અને રોજ યાદગાર છે. તું કોશિશ કર અને કોઇ બી રીતે દુઃખ ભર્યો ચેહેરો મા દેખાડ.

**એ જશન કેવી રીતે પાળવામાં આવતું**—ફીરદોશીના એ વર્ણન ઉપરથી એ મેહેરંગાનનાં જશનનો તેહેવાર અસલી ઇરાનીઓ કેવી રીતે પાળતા હતા. તે માલમ પડે છે. એ વર્ણન ઉપરથી જ્ઞીસે છે કે ( ૧ ) પાદશાહ અને તેના અમીર ઉમરાવો સઘળા એક જાહેર મીજલસમાં સાથે મળતા. ( ૨ ) ત્યાં પવિત્ર આતશને રોશન કરવામાં આવતો અને તે ઉપર અમ્બર અને જાફ્રાંન જેવી સુગંધી ખુશબો બાળવામાં આવતી. (૩) સઘળાઓ ખોદાની યાદમાં મશગુલ થતા. (૪) કજીઓ કંકાશ વિસરી જઇ સઘળાઓ એકમેક સાથે મળતા અને ખોદાઇ નેક રાહ અખત્યાર કરતા. (૫) એ દિને સઘળાઓ આશાયશ લેતા અને પોતાના દરરોજના ચાલુ કામથી ફારેગ રહેતા. ( ૬ ) એ દિન ખાનાપીના અને મોજમઝામાં ગુજારતા હતા. એ પ્રમાણે ફીરદોશી કહે છે કે ખોદાની બંદગી અને આભાર, માંહોમાંહેમાં ભાઇબંધી, અને તનમનને રાહત અને ખુશી એ ત્રણ એ જશનની મુખ્ય નેમો હતી.

**એ તેહેવાર પાળવાની રોત વિષે એક જુનાની તવારીખનવેશનો ઈસારો**—તોલેમી ફીલેદેલફીઅસના રાજ્યના વખતમાં થઈ ગયલો સેમોસનો દોરીસ નામનો જુનાની તવારીખનવેશ એ મેહેરગાનના જશન વિષે બોલી જાય છે કે એ દિને ઇરાની પાદશાહ શરાબ પી મસ્ત થવું એ પોતાની ફરજ સમજતો હતો, તે વિષે આપણે આગળ ઇસારો કર્યો છે. તેના એ બોલવાની સચ્ચાઈની આપણે અહિં તપાસ કરીએ. ઇરાની પાદશાહ સામેના એ આળની તરફેણમાં આપણને કોઇ ઈરાની . લખનારનો ટેકો મળતો નથી. ફીરદોશીનાં આપણાં ઉપલાં વર્ણન ઉપરથી આપણને એટલુંજ માલમ પડે છે કે શાહા જ્યારે એ જશન માટે મીજલસ સમારી બેશતો ત્યારે સઘળાઓ ત્યાં યાકુતની જામો હાથમાં લેતા અને રોશન શરાબ નોશ કરતા હતા. પણ એમ કરતાં આ ઈરાની શાહ શરાબમાં મસ્ત થઈ જતો હતો અને તેમ કરવાની પોતાની ફરજ સમજતો હતો એવું ફીરદોશી યા કોઈ બીજા તવારીખનવેશથી માલમ પડતું નથી. આપણે આગળ કહ્યું તેમ એ દિન ઈરાનની તવારીખના એક મોટા બનાવની યાદ આપતો હતો, એક બનાવ કે જેથી ઇરાનનો મુલક જોહાક જેવા જુલમી રાજાની પારકી ગુશરીમાંથી દેશહીતકારી કાવે આહનગરની તારીફ લાયક કોશિશથી પાકજાદ ફરેદુન જેવા નામિચા શાહને હાથે છૂટતો થયો હતો. એવા બનાવને યાદગાર રાખનારા દિનો જેમ આજે પણ અમેરિકા અને ફ્રાંસ જેવા સુધરેલા દેશોની પ્રજાઓ તેહેવાર તરીકે પાળેછે તેમ ઇરાનીઓ પાળતા હતા અને તે દિને ખુશી ખુરમી કરી શરાબ નોશ કરતા હતા. બીજા દિન કરતાં કદાચ વધારે પીતા હોય પણ તેથી તે ઇરાની પાદશાહો છાકટા થતા હતા અને એમ છાકટા થવાની પોતાની ફરજ સમજતા હતા એમ સેમોસના દોરીસનું કેહવું વજુદ વગરનું છે.

અલબત આપણને બીજી કોઇ પ્રજાઓમાં એવા પવિત્ર ગણાતા તેહેવારો ઉપર છાકટા થવાના દાખલા આજે પણ મળેછે

કહેછે કે અભણ આઈરીશો આજે પણ પોતાના રક્ષણજનક ભકતજન (Patron saint) સેંટપેટ્રીકના મરણનો વાર્ષિક દિન જે સેંટપેટ્રીકસ ડે (St. Patric's Say) તરીકે જણાયલો છે તે દિન ઉપર દારૂથી મસ્ત થઈ જવું એ એક પવિત્ર ફરજ સમજે છે. વળી યાહુદીઓ પોતાના પ્યુરીમનાં તેહેવારો (Feast of Purim) જે તેઓના ૧૨ મા આદર મહિનાનાં ૧૪ અને ૧૫ માં રોજે પડે છે તે દિને છાકટા થવાની પોતાની પવિત્ર ફરજ સમજે છે. એ દિન તેઓના મનથી તો ઘણી ખુશાલી ભર્યા છે પણ આપણે પારસીઓના મનથી તો ઘણા દીલગીરી ઉપજાવનારા છે કારણ કે એ દિને યાહુદીઓએ ઈરાનીઓની મોટી કતલ કરી હતી. તે કતલની ખુશાલીમાં તેઓ એ દિનો તેહેવાર તરીકે આજે પણ પાળે છે.[1]

એ પ્રમાણે આપણે જોઇએ છીએ કે કેટલીક પ્રજાઓમાં પોતાના પવિત્ર તેહેવારને દિને છાકટા થવામાં ધર્મ સમજવામાં આવે છે પણ જશને મેહેરંગાનને દિને અસલી ઇરાની પાદશાહો એમ કરતા હતા એ વિચારને દારીસ ઑફ સેમોસ સિવાય કોઇપણ બીજો લખનાર ટેકો આપતો નથી.

---

૧ એ તેહેવાર અને કતલ વિષેની બીના ખ્રિસ્તીઓનાં બાઇબલના ઓલ્ડ તેસ્ટેમેંટની ઇસ્થર નામની ચોપડીમાં આવે છે. એ ચોપડીમાં વર્ણવેલાં નામો અને બનાવ કયા પાદશાહનાં અને રાજ્યનાં હતાં તે ચોકસ કહી શકાતું નથી પણ એમાં આવેલાં કેટલાંક નામો ખરેખર ઇરાની દીસે છે. એ ચોપડીના વર્ણન પ્રમાણે ઇરાનના ખોઝીસ્તાનવાળો મુલક કે જેમાંથી હાલની વેપાર માટે ખુલ્લી મૂકેલી કારૂન નદિ વેહ છે તેમાં આવેલા સુશન અથવા સુસીઆનાના મુલકમાં આહસ્યુએરૂસ (Ahasuerus) નામનો એક ઇરાની પાદશાહ જેને કેટલાકો ઝર્કસીસ સાથ સરખાવે છે તે રાજ્ય કરતો હતો. એ પાદશાહને વસ્તી (જે શબ્દ અવસ્તાનો વહીસ્તી અથવા પાછળથી થયલા બેહેસ્તી એટલે સર્વથી સરસને મળતો છે તે) નામની એક અત્યંત ખુબસુરત રાણી હતી. એ પાદશાહે એક વખત પોતાના અમીર ઉમરાવોને અને આખી પ્રજાને જીઆફત આપી અને

'દારીસ ઑફ સેમોસ'ના એ શબ્દોએ બે વિદ્વાનોને જૂદા જૂદા સેવટ ઉપર આણ્યા છે. તેના એ કહેવાને પ્રોફેસર જીઓર્જ રોલીન્સન પોતાના ટેકામાં લઈ કહે છે કે દારીસના એ શબ્દો દેખાડે છે કે ઇરાનીઓમાં એ વખતે છાકટપણું બહુ દાખલ થયું હતું. એથી ઉલટું પ્રોફેસર રેપ કહે છે કે એ શબ્દો દેખાડે છે કે ઇરાનીઓમાં છાકટપણું એક બદી તરીકે દાખલ થયું ન હતું. પાદશાહ દર વર્ષે ફકત એકવાર અને તે વળી મિથ્રસનાં તવારીખમાં નામિચા થયલાં એક જશનને દહાડે જો કદાચ મસ્ત થતો હોય તો તે વિષેની નોંધજ દેખાડે છે કે છાકટપણું અસલી ઇરાનીઓમાં એક જાહેર બદી ન હતી. જો છાકટપણું ઇરાનીઓમાં

તેની રાણીએ સઘળી સ્ત્રીઓને જીઆફત આપી. જીઆફતબાદ પાદશાહે પોતાની રાણીને પોતાની સનમુખ બોલાવી કે તેણીની અત્યંત ખુબસુરતી તે પોતાની પ્રજાને દેખાડે. એમ પોતાનો દેખાવ કરવાને રાણીએ ના પાડી. પાદશાએ રાણીની એ નાફરમાની વિષે પોતાના અમીર ઉમરાઓની સલાહ લીધી. તેઓએ કહ્યું રાણીના જેવા દરજ્જાની ઓરતે દેખાડેલો નાફરમાનીનો દાખલો બીજી ઈરાની ઓરતો પકડી પોતાના ખાવિંદની નાફરમાની કરશે, માટે પાદશાહે તેણીને સજા કરી ઘટતો દાખલો બેસાડવો. પાદશાહે એ સલાહ પ્રમાણે ચાલી, રાણી વસ્તીને તરક કરી અને તેણીના સઘળા હકો તેણીની પાસેથી છીનવી લીધા અને બીજી લાયક રાણીની શોધમાં પડયો. તેની પસંદગી એસ્થર ( Esther ) નામની એક યાહુદી ઓરત ઉપર પડી કે જેણીને મોર્દેકાઇ ( Mordecai ) નામના તેણીના કાકાએ બીજી ઘણીક રાણીપણાની ઉમેદવાર સ્ત્રીઓ વચ્ચે હાજર કીધી. એસ્થર સાથેના લગ્ન બાદ શાહના એક માનીતા અને મોટા ઉમરાવ હાનમન સાથે મોર્દેકાઇને પંચાતી થઇ કારણ કે જેમ બીજા ઇરાનીઓ હાનમનને માન આપતા હતા તેમ મોર્દેકાઇ આપતો નહોતો. તે ઉપરથી ખીજવાઇ હાનમને શાહને સમજાવી એક ફરમાન મેળવ્યું કે ઈરાનની આખી શાહાનશાહતમાં જે કોઈ યાહુદી હોય તેને મારી નાંખવા અને તેને માટે યાહુદીઓનો છેલ્લો મહિનો જે આદરને નામે જણાયલો છે તેનો ૧૩ મો રોજ મુકરર કીધો અને પાદશાહના નવીસંદાઓ પાસે કાગળો લખાવી સઘળે શેહેરેશેહેર ફરમાન મોકલ્યાં કે એ દિને સઘળા યાહુદી-

સાધારણ હોત અને જો તે એક બદી મીસાલે હોત તો એ બનાવને એક ખાશ બનાવ તરીકે નોંધવાને દારીસ ઑફ સેમોસને કાંઇ ખાશ અગત્ય ન હોતી.

## એ જશને હાલના પારસીઓને શું બોધ દેવો જોઇએ અને શી યાદ આપવી. જોઇએ ?

મેહેર અને જશને મેહેરંગાનની ઉપલી હકીકત ઉપરથી આપણને દીસે છે કે આપણ જરથોસ્તીઓએ, અસલી ઇરાનીઓના વડવાઓના આજના આપણે પારસી બચ્ચાંઓએ, એ તેહેવારને

---

ઓને કતલ કરવા. મોર્દેકાઇએ એ વિષે રાણી ઇસ્થરને ખબર આપી અને તેણીને એ ફરમાન ખેંચી લેવાને પાદશાહને સમજાવવા કહ્યું. રાણીએ એક જીઆફતમાં પાદશાહ અને હાનમનને બોલાવ્યા. એ જીઆફતમાં શરાબની મીજલસમાં રાણીએ પાદશાહને સમજાવીને તેનું આગલું ફરમાન પાછું ખેંચી લેવાને સમજાવ્યો એટલુંજ નહિં પણ વળી સામુ ફરમાન મેળવ્યું કે જે તારીખ યાહુદીઓની કતલ માટે ઠરાવી હતી તે તારીખે યાહુદીઓએ પોતાના દુશ્મન ઇરાનીઓને જેટલા મરાય તેટલા મારી નાંખવા. વળી એ દિન ઉપરાંત એક બીજો દિવસ એટલે આદર માસનો ૧૪ મો રોજ પણ ઈરાનીઓની વધુ કતલ માટે માગી લીધો. એ એઓના આદર માસનો ૧૩ મો અને ૧૪ મો રોજ એઓમાં પ્યુરીમના તેહેવાર ( Feast of Purim ) ને નામે જણાયલા છે, (પ્યુરીમ શબ્દ હાપ્રુપુર એટલે lot હિસ્સો ઉપરથી નીકળ્યો છે અને તે ફારસી પારેહ એટલે ભાગ અથવા બેરેહ એટલે હિસ્સાને મળતો છે ) કારણ કે હામને એ ૧૩ મો રોજ યાહુદીઓની કતલ માટે પેહેલા લોટ, અથવા ચીઠી નાંખીને મુકરર કીધો હતો, કે જેવી રીતે ઘણીક ચીજ મુકરર કરવાનો આગલી પ્રજાઓમાં ઘણો રીવાજ હતો. એ કારણને લીધે એ તેહેવારો Feast of lots તરીકે પણ જણાયલા છે. હવે એ તેહેવારને દિને કહે છે કે આજે પણ યાહુદીઓ છાકટા થવામાં ધર્મ સમજે છે, કદાચ એ કારણથી કે ઇરાની પાદશાહે શરાબની મીજલસમાં યાહુદીઓની કતલનું ફરમાન ખેંચી લઇ ઈરાનીઓની કતલનું ફરમાન આપ્યું હતું.

દિને ઘણીક બાબતોનો વિચાર કરવાનો અને ઘણોક ધડો લેવાનો છે.

પ્રથમ આપણે ખોદાનો ઉપકાર માનવો જોઇએ કે તેણે પોતાની પેહેલી પેદાયશ તરીકે રોશની આપણ માણસ જાતનાં ભલાં માટે, કુલ ખલકતના ભલાં માટે પેદા કરી. ઇશ્વરની કોઇ બીજી બક્ષિસ માટે નહિં તો ફક્ત એજ બક્ષિસ માટે પણ આપણે તેનો પાડ પૂરતો માની શકીએ નહિ અને કોરાનમાં પેગમ્બર મહમદ કહે છે તેમ જો આ દુનિંયાના માહાસાગરોને પાણીને બદલે શાહીના બનેલા ધારીએ અને તે સઘળી શાહીથી તેની સીફત લખીએ તો તે પૂરતી લખી શકાય નહિં.

બીજું. તો એ મેહેરંગાનનાં મુબારક દિને આપણે નીતિમાન રોશની એટલે સચ્ચાઇ અને તેની સાથેના સદ્‌ગુણો ઉપર વિચાર કરવો જોઇએ અને તે અખત્યાર કરવાને મનમાં ગાંઠ વાળવી જોઇએ. દરેક વિચાર વચન અને કામમાં સત્યતા અખત્યાર કરવી; કોલ પછી તે કોઇ જરથોસ્તીને આપ્યો હોય કે કોઇ જુદદીનને આપ્યો હોય તે હમેશાં ઓસ્તવારીથી પાળવો; અને કોઈ સાથે કજીઓ કંકાસ થયો હોય તે ભૂલી જઇ એ દિને સઘળાઓ સાથે ભાઈબંધી અને મિત્રાચારીમાં રહેવું, અને સઘળા મનુષ્ય ભાઇબંધોને બનતી રીતે સહાય્ થવું. એવા મજબૂત વિચારો પોતાના મનમાં કરવા જોઇએ કે જેથી આજે નહિં તો કાલે, કાલે નહિં તો કોઇ દહાડે જયારે પણ અજલનો કાસદ આવી આપણુને એ સદગુણો ઉપર સરદારી ભોગવનાર મેહેર યજદ સનમુખ ઇનસાફ માટે ઉભા કરે ત્યારે શુર્ખરૂઇ સાથે આપણાં કામોનો હિસાબ આપવાને આપણે શકિતવાન થઇએ.

ત્રીજું. વળી તવારીખના જે મોટા બનાવની એ જશન યાદ આપે છે તે ઉપરથી આપણુને ઘણોક ધડો લેવાનો છે. ૧ લું તો કાવે આહનગર નામના એક ગરીબ લુહારનો દાખલો આપણુને

દેશહીતકારીપણું શિખવે છે કે દરેક માણુસ—પછી તે લુહારના જેવી અથવા તેથી પણ ઉતરતી ગરીબ સ્થિતિમાં કાંય નહિં જનમ્યો હોય તે—ચાહે તો પોતાના દેશ માટે દેશહીતકારીપણું દેખાડી તેની ઉપર આવી પડેલી પીડામાંથી તેને છોડવી શકે છે અને જેમ 'કાવે' લુહારે પોતાના નામને તેની પછી તવારીખમાં જાણીતા થયલા 'કાવીઆની' અથવા 'ગાવીઆની' ઝુંડાથી મશહુર કર્યું તેમ મશહુર કરે કે જે કાવીઆંની ઝુંડો એક ગરીબ ઝુંપડીમાંથી ઉભો થઇ એક પાદશાહના મેહેલની ટોંચે ચઢી લપો અને કરોડો રૂપીઆનો કીમતી નેસાર પામ્યો અને હજારો અને લાખો ઇરાંની બચ્ચાઓને પોતાના દેશની સેવા માટે સેંકડો જંગના મેદાનમાં ઊશ્કેરતો હજારો વર્ષ મૂધી ઉડયો અને આખરે આ દુનિયાની અજબ ગરદેશનો ચિતાર આપતો દેશ અને દીન દુશ્મનને હાથે જઇ પડયો. પોતાના દેશ ઉપર પારકી હકુમત કરનાર બૂરા જોહાકને ઉઠાડી મેલવાની કાવે આહનગરની તારીફ• લાયક કોશિશ આપણે દરરોજ 'અહુરમજદ ખોદાએ'ની જાણીતી બંદગીમાં જે ફરમાન ઓચરીએ છીએ કે "દુશ પાદશાહાન અવાદશાનબાદ" કે "બૂરા પાદશાહો નાબુદ થજો" અને એક આફ્રીનગાંન• ભણનાર મોબેદ હમકારાની આફ્રિનમાં જે ભણે છે કે "દાના પાદશાહાન બાદ દુજદાના અવાદશાંનબાદ" તેને અનુસરતી છે. બીજું એ જશનને દિને તવારીખનો એ બનાવ ફરેદુનની કારકીર્દી ઉપરથી ઘણોક બોધ આપે છે કે જે વિષે ફીરદોશીના નીચલા શબ્દો ઉપરથીજ બોધ લઇશું કે જે શબ્દોને ફીરદોશી પછી સેંકડો વર્ષે નામિચા સાહેર શેખ સાદીએ પાછા અમર કર્યા છે કે

"ફરીદુને ફરરોખ ફીરેસ્તે નબુદ
ઝે મુસ્કો ઝે અંબર સીરેસ્તે નબુદ
બદાદો દેહશ યાફ્ત આન નેકુઇ
તો દાદો દેહશ કુન ફરીદુન તોઇ."

એટલે "બખતાવર ફરેદુન કાંઇ ફરેસ્તો નહિં હતો તે કાંઇ કસ્તુરી કે અંબરનો બનાવેલો નહિં હતો પોતાના ઇનસાફ અને બક્ષિસથી તે નેકી પામ્યો. તું પણ ઇનસાફ અને બક્ષિસ કર, તું પણ ફરેદુન જેવો નામાંકીત થશે."

વળી એજ ફીરદોશીના શબ્દોમાં આપણુ શાહ ફરેદુનની નામાંકિત "જીંદગી ઉપરથી બોધ લઇશું કે શું પાદશાહને કે ફકીરને આપણને સર્વને એક વખત આ દુનિયા તજી આપણા મેહેરદાવર સનમુખ ઊભા રેહેવું છે.

બીઆ તાજે હાંનરા બબદ નસપુરીમ
બકુશેશ હમે દસ્તે નેકી બરીમ
ન બાશદ હમી નીકોબદ પાયદાર
હમાન બેહેકે નીકી બુવદ યાદગાર
હમાન ગંજો દીનારો કાખે બુલંદ
નખાહેદ બુદન મર તોરા સુદમંદ
સખુન માનદ અઝ તો હમી યાદગાર
સખુનશ ચુનીન ખાર માયે મદાર

* * * *

જેહાના ચેબદ મેહેર બો બદ ગુહરી
કે ખુદ પરવરાની વ ખુદ બેશકરી
નેગેહ કુન કુજા આફ્રીદુને ગોર્દ
કે અઝ પીર ઝોહાક શાહી બબોર્દ
બે બુદ દર જેહાંન પંજસદ શાહેનશાહ
બ આખેર શુદો માન્દ અઝુ જાયગાહ
બે રફતો જેહાંન દીગરી રા સેપોર્દ
બે જુજ હસરત અઝ દેહર ચીઝી ન બોર્દ
ચુનીનીમ યકસર કેહો મેહ હમે
તો ખાહી શબાન બાશ વ ખાહી રમે.

એટલે "ચાલો, આપણે દુનિયા બુરાઇને નહીં સોંપીએ. આપણે કોશેશ કર્યે અને હમેશાં નેકીનો હાથ લંબાવીએ જ્યારે શું ભલાઇ કે ભુંડાઇ પાયદાર રહેવાની નથી ત્યારે તો એજ ભલું કે નેકીજ યાદગાર રહી જાએ. ખજાનો, દીનાર અને બુલંદ મેહેલ તુંને ફાયદો આપનાર તરીકે રહેવાના નથી, ફક્ત તારા સખુનો તારીથી યાદગાર રહી જશે..........ઓ દુનિઆ! તું કેવી બીવફા અને બુરી ખસલતની છે કે ઉધારે છે પણ તું અને મારે છે પણ તું. જો! કે પેહેલવાન ફરેદુન કે જેણે બુઢા જોહાક પાસે પાદશાહીં છીનવી લીધી તે કયાં છે. આએ દુનિઆમાં બે પાંચસો વર્ષ સુધી પાહાદશાહ રહયો પણ આખરે તે પણ ગયો અને તેની જગ્યા ખાલી પડી. તે તો ગયો ને દુનિઆ બીજાને સોંપી ગયો અને દુનિઆમાંથી ગમખારી શિવાય બીજું કાંઇ નહીં લઇ ગયો. આપણ સઘળાઓ શું મોટા કે નાના એજ પ્રમાણે છીએ, તો તારે ગમે તો ભરવાડ (જેવો મોટો) થા અથવા તારે ગમે તો ગોવાળાં (માંનાં એક જેવો નાનો) થા.

ઓ મિથ્ર! ઓ શારીરિક રોશની! તું અહુરમજદની શ્રેષ્ટમાં શ્રેષ્ટ કારીગરી છે, આ હાડમંદ દુનિઆના બનાવટોમાં એક નામિચી અને ઉમદા બનાવટ છે, અને ઇશ્વરે જ્યારે તેની નાદેર નેઆમતોનો ખજાનો ખોલ્યો ત્યારે તેનાથી હસ્તીમાં આવેલી પેહેલી નેઆમત છે. આ ઓહોળી કુદરત, જે સર્વ જગ્યાએ તે સર્વ શક્તિવાન સાહેબના ડહાપણ અને ખુબીના ચમત્કારોની છાપ ધરાવે છે, તેમાં તારા કરતાં વધારે ખુશનુમા અને આશ્ચર્યકારક બીજું કાંઇ નથી. આ દુનિયાની શરૂઆત તારાથી છે. અને આ દુનિયામાં જે કાંઈ ખુબસુરત અને મનોરંજક છે તેનો તું ગોયા જીવ અને જાન છે. તારા અખુટ ખજાનામાંથી આ આજુબાજુની ઓહોળી કુદરત પોતાની રળિઆમણી રચના અને રૂપ લે છે, મેઘ ધનુષ પોતાના સુંદર રંગો લે છે, એક દેશનું સ્વરૂપ પોતાની ખુબસુરતી લે છે, અને ઓહોળી કુદરતમાં ઇશ્વરની છાપ પામેલો

દરેક દેખાવ પોતાનો પ્રકાશ અને મીઠાશ લે છે. સઘળી પેદાયશ શું જીવવાળી કે નિર્જીવ એક અવાજે તારા આશિર્વાદની કીર્ત્તિ ગાય છે. બામદાદના પરોઢીઆમાં સુંદર પક્ષિઓ તને તેમાજ પોહોંચાડે છે અને તારાં સુંદર કીરણોને પોતાના સુંદર ગાયનથી આવકાર દે છે. તારી હાજરીથી ફુલફળાદિ સજીવન થાય છે અને સવાર પડવાથી પોતાના સુંદર પાંદડાંઓ ખોલી તને આવકાર દે છે. સુંદરમાં સુંદર ચીજો તારા વગર પ્રકાશ અને ઝળકાટ ખુએ છે. તારા વગર કુલ કુદરત સીહા અને નાખુશ દીસે છે. તારી કીર્ત્તિવાન અને આકાશી હાજરી જે કુલ જગતમાં પ્રકાશનો પડદો પાંથરે છે અને દરેક વસ્તુને આનંદતા અને ખુશીનું રૂપ આપે છે તે આ પૃથ્વી ઉપર સઘળે રચના અને જીવનશક્તિ પાંથરે છે. આ આકાશની ભભક અને પૃથ્વીની રોનક અમે તારાથી પામીએ છીએ. આજુબાજુના મનોરંજક દેખાવો અને દિલપસંદ બનાવો અમો તારાથી ભોગવીએ છીએ. તું અમારા આખા શરીરમાં શુભ અસર ઉત્પન્ન કરે છે, અમારા જીવને આનંદ પમાડે છે, હમારા હૈડાંને હરખાવે છે, અમારા મનને ખુશ કરે છે. માટે નેમાજ, ઓ ઓહોળાં ખેતરવાળા મેહેર! તને નેમાજ.

ઓ નીલીમાન રોશની ઉપરના મવક્કલ મિથ્ર! બખશ તું અમો જરથોશ્તીઓને નેક તોફીઅત કે અમો તારી રેહેબરી હેઠળ સચ્ચાઇ, કોલની ઉસ્તવારી, ઇમાનદારી, અને ભાઇબંદીના સદગુણો અખત્યાર કરીએ અને તે સદગુણોને અમારી મનશની, ગવશની, અને કુનશની ઉપર, અમારા વિચાર વચન અને કામ ઉપર અમલ કરવા દઈ, અમારી જીંદગી એવી રીતે ગુજારવાને સામર્થ્યવાન થઇએ કે જેથી જ્યારે તું ઇનસાફના ખાવિંદ મેહેર દાવર સનમુખ હાજર થવાનો અમારો વખત આવે ત્યારે સુર્ખરૂઈ સાથે અમો હાજર થઈ તારી પસંદગી પામીએ અને તેમ કરી અમો સર્વના પીતા અશો અહુરમજદને ખુશનુદ કરીએ, તેના અમર્ગ અમેશાસપંદાને ખુશનુદ કરીએ, અમારા બરહક પેગમ્બર સ્પીતામાન જરથોસ્તના નેકજાદ રૂહને ખુશનુદ કરીએ.

ઓ અહુરમજદ ! ઓ ખલકના ખાવિંદ ! ઓ મેહેરબાન પિતા ! આ મેહેરંગાનના મુબારક જશનને અવસરે "હમાજોર ફ્હરે ફરેદુન આથવીઆન બાદ, હમાજોર ફરોહરે અરદેશર બાબેગાન બાદ, અવા હમા ફરોહરે આરસ્તારાંન, વીરાસ્તારાંન, વીનાસ્તારાંને દીને ખોદાએ બાદ."

"હમાજોર ફરોહરે જરથુશ્ત્ર સ્પીતામાન બાદ, અવા હમા ફરોહરે અથોરનાન વ અરથએશતારાંન વ વાસ્ત્રોઓસાન વહુતોક્ષાન કેશાંન અઝ યસ્તે ફરોહરે જરથુશ્ત્ર સ્પીતામાન દીન પડીરફ્ત એશાંન પગોહાંન રવાકર્દ."

"હમાજોર હોજો ફરેદુન આથવીઆનના ફરોહર સાથે, હમાજોર હોજો અરદેશર બાબેગાંનના ફરોહર સાથે, હમાજોર હોજો ખોદાઇ દિનના આરાસ્તે કરનારાઓ, સુધારનારાઓ અને જોનારાઓના ફરોહર સાથે. હમાજોર હોજો જરથોસ્ત સ્પીતામાનના ફરોહર સાથે, હમાજોર હોજો તમામ અથોરનાન, રથેસ્તારાન વાસ્ત્રીઓસાન અને હુતોક્ષાનના ફરોહર સાથે, કે જેઓએ જરથોસ્ત સ્પીતામાનના ફરોહરને આરાધવાથી દીન કબૂલ કરી અને દુનિયામાં ફેલાવી.

ઓ અહુરમજદ ! અમારા જશ્ને મેહેરંગાનના સ્થાપનાર ફરેદુનના રૂહપર દરૂદ હોજો. ઓ અહુરમજદ ! એ જશ્ને મેહેરંગાનને સજીવન કરનાર અરદેશર બાબેગાનના રૂહ ઉપર હજારો હજાર દરૂહ હોજો. ઓ અહુરમજદ ! અરદેશર બાબેગાને સજીવન કરેલી અમારી દીનના સ્થાપનાર પએગમબર સ્પીતામાન જરથોશતનાં ફરોહર ઉપર હજારો હજાર દરૂદ હોજો.

**સમાપ્ત.**

## એજ લખનારનાં નીચલાં પુસ્તકો વેચવાનાં છે.

| | |
|---|---|
| વાયુચક્રશાસ્ત્ર.......................... કીમત | રૂ. ૪ |
| જમશેદ, હોમ અને આતશ...................... | રૂ. ૪ |
| અવરતા જમાનાની ઘરસંસારી જીંદગી, ભૂગોળ અને એકરારનામું...................... | રૂ. ૨ |
| અનાહીત અને ફ્રેરોહર.......................... | રૂ. ૨ |
| ભવિષ્યની જીંદગી.............................. | રૂ. ૩ |
| The Religious system of the Parsees...... | રૂ ૦॥. |
| Wine among the ancient Persians ........ | રૂ ૦॥. |